૩૧૬૧

# શ્રીવીશ્વકર્માપ્રસન્નોસ્તુ.

## સોલ્પ કર્મ.

## શુથારોના નીત્ય નેમનેસારૂં.

છપાવી પ્રસીદ્ધ કરનાર,

ગોધરાના જોશી **હરગોવીંદ અમથારામ**

વીશ્વકર્મા પુરાણના વાંચનાર.

---

સુરત શીટી સેન્ટ્રલ પ્રેસમાં **કેશુરજી**

**રૂઘનાથજીએ** છાપ્યું.

સંવત ૧૯૪૩ શને ૧૮૮૭.

**કિંમત એક આનો.**

# સુચના.

હુ છપાવી પ્રસીધ્ધ કરનાર ગોધરાનો રહીશ, **જોશી હરગોવીંદ અમથારામ** આથકી સુથાર ચાર જ્ઞાતના કે, જે, વૈશ્ય, મેવાડા, ગુજ્જર અને પચાળ એ સર્વે સદ્‌ગ્રહસ્થોને પોતાના કલ્યાણ અર્થે ( **શીલ્પ** કર્મ ) સુધર્મ પાળવા માટે ઇશ્વરનો અવતાર ( **વ્યાસજી** ) જોગુ વીશ્વકર્મા પુરાણ રચ્યુ છે. તેમાં લખ્યા પ્રમાણે પોતાનો **મુળ સનાતન** ધર્મ કેમ પાળવો તે સંબંધી વીશ્વકર્મા પુરાણમાંથી થોડાક ઘટીત **મંત્રો** બનો શકે એવા આ લઘુ પુસ્તકમાં પ્રસીધ્ધ કર્યા છે. તે મંત્રોનો ઉપયોગ શી રીતે કરવે

તે પણ શવીસ્તર દર્શાવ્યું છે. માટે તે ઉપર શ્રદ્ધા રાખી તેનો ઉપયોગ કરવો. અને પોતાનો સ્વધર્મ પાળવો એ પોતાનું સતકર્મ છે. સબબ આપણા વીશ્વકર્મા પ્રભુ આદ્ય દેવ છે, તથા તે દયાળુ આપણા કલ્યાણ કર્તા છે. આ શીવાય સુથારની ઉત્પતી શી રીતે થઇ છે તેનો તથા વીશ્વકર્મા પુરાણનો ઘણોજ રૂડો ભાગ છે તે પુરાણ સાંભળવાથી પ્રત્યક્ષ માલમ પડશે. આ વીશ્વકર્મા પુરાણ સાંભળવાથી તથા પોતાનો સ્વધર્મ પાળવાથી શ્રી વીશ્વકર્મા પ્રભુ મનકામના પુર્ણ કરશે અને સદાયનું તેનુ કલ્યાણ થશે.

લા૦ જો૦ હુ૦ અ૦

મુ૦ ગોધરા.

# अथ शीलपकर्म प्रारंभः ॥

સીલ્પ પુત્રોએ સહવારમાં ન્હાવું ત્યારે હાથેલીમાં પાણી લઇ ત્રણ આછમન કરવાં તે નીચે પ્રમાણે બોલીને કરવાં.

## આછમનનો મંત્ર.

કેશવાય નમઃ ॥ ગોવીંદાય નમઃ॥ માધવાય નમઃ॥ અકાળમ્રત્યુ હરણં સર્વ વ્યાધી વીનાશનં ॥ વીશ્નોર્પાદોદકંપીત્વા સર્વપાપઃ હરોહરી. ॥ ૧ ॥

આછમન કર્યા પછી નેત્ર મીચીને વીશ્વકર્માનું ધ્યાન નીચેના મંત્ર ભણી કરવું.

## ધ્યાનનો મંત્ર.

વીશ્વેશ્વરં ભજદેવં ત્રેલોકચે સુખકારક ॥
હંસારૂઢં સમાકીર્ણં કલ્પનાંચક્રર્તીપતી ॥ ૧ ॥

ત્રીનેત્રં ત્રીગુણાતીત કબીસત્ર કમંડલો વૃધ્ધ રૂપં વીરૂપાક્ષં વીશ્વકર્મા નમોનમઃ॥ વીશ્વ રથ ત્રીગુણાતીત જ્ઞાનસુત્રં કમંડલો શ્વેતાંગ શ્વેતવસ્ત્રં શ્વેતવર્ણં ચતુર્ભુજં ॥ ૧ ॥

ધ્યાન કરવા પછી ઘીનો દીપ કરવો અને વીશ્વકર્માનો બીજ મંત્ર તારણ તરણ છે તે બીજમંત્ર વડે એક માળા ફેરવવી. તે મંત્ર નીચે પ્રમાણે.

## બીજ મંત્ર.

ઓમ વીશ્વે વંશવં વરેણ્યં વીશ્વકર્મા યધીમહી તંન્નો વીશ્વરૂપં પ્રચોદયાત્ ॥ ૧॥

આ નીચે લખેલો મંત્ર રોજ સવાર માં કામ ઊપર બેસતી વખત બોલવો. ગજ મંત્ર બોલવાથી વીશ્વકર્મા પ્રભુ પ્રસન્ન થાય છે.

તથા જે જે કામ હોય તે હ્દયમાં આલોચન થાય અને કામમાં પ્રભુ સાહે કરે.

## ગજ મંત્ર.

વીશ્વકર્મા જગત સ્ત્રષ્ટા ।। વીશ્વાત્મા વીશ્વ દેવતા ।। શસ્ત્રમધ્યે સ્થીતા દેવા ।। કામીકાર્ય ફલપ્રદા ।।૧।।

વળી આ નીચે સુત્રનો મંત્ર લખ્યોછે તે બોલાવાથી જે જે કઠણ કામ હોય તે સુત્ર થાય માટે સુત્ર વડે કામ કરતી વખતે મંત્ર નીચે પ્રમાણે બોલવો.

## સુત્ર મંત્ર.

વીશ્નુનાત્પાતીત સુત્રં ।। શીવેન ત્રીગુણીકૃત ।। વીધાસ્યાત વરદાપયતી: સુત્રધાર નમોસ્તુતં ।। ૧ ।।

ઉપર લખવા પ્રમાણે જે શીલ્પ પુત્રો પોતાનું કામ ઉપર લખેલા મંત્ર વડે કરશે. તો તેમને વીશ્વકર્મા પ્રભુ સાહે કરશે.




( સંન ૧૮૬૭ના ૨૫ના આક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવી છે. )

## જાહેર ખબર.

આ ચોપડા નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. દેશાવરવાળાઓને ટપાલ ખરચ વધુ પડશે.

**ગોધરા**—જોશી હરગોવીંદ અમથારામ પાંસેથી ઠેકાણું શેઠવાડામાં.

**દાહોદ**—જદુરામ નરભેશામ પાંસેથી ઠેકાણું નીશાળ ફળીઆમાં.